कृष्णं वंदे जगतगुरुम ।



वेणुर्मधुरो रेणुर्मधुरः पाणिर्मधुरः पादौ मधुरौ
नृत्यं मधुरं सख्यं मधुरं, मधुराधिपते रखिलं मधुरम् ॥

# શ્રી કૃષ્ણ કીર્તન.

(ભાગ ત્રીજો, પહેલી આવૃત્તિ)

યોજક—

કીર્તન ભૂષણ, સંગીત

પંડિત દેવેન્દ્ર [illegible].

પ્રકાશક—

પ્રો. કન્હૈયાલાલ દ્વિવેદી (વાદનવિભૂષણ).

મેનેજર—કીર્તન [illegible]

રાયપુર [illegible], અમદાવાદ.

મૂલ્ય ૦-૧-૦

શ્રી

# હિન્દીઓને હાકલ યાને ગીતાની ગર્જના.

ગીતા ગાનાર ગીતામાં, ગીતાનો સાર શું? કહે છે,
મહાબલી વીર અર્જુનને, યોગેશ્વર કૃષ્ણ શું? કહે છે;
દયા અહિંસા ક્ષમાને સત્ય, એ સબળ સિદ્ધાંત ગાજે છે
પ્રબળ એ પંથે જાવાની, જમાનાને જરૂર આજે છે

ગઝલ

કરવા સ્વતંત હિન્દને, તમારી પાસ શું બલ છે,
ભારત ભરના જુવાનોને, અમારી એજ હાકલ છે;
કરીને ગર્જના કહેજો કે, જેની સુકીર્તી ઉજવલ છે,
ઝગે છે જ્યોતિ જગભરમાં, એ ગીતા શાસ્ત્ર નીર્મલ છે.
હિંસાત્મક યુદ્ધ કરવાના, બધા શસ્ત્રો એ ચંચલ છે,
ધર્યું નીજ હાથમાં હોંશે, એ ગીતા શસ્ત્ર અવિચલ છે;
ભર્યું ગૌરવ રગેરગમાં, વિનાશક એ કલિમલ છે,
હૃદયમાં ધ્યાન ગીતાનું, અમોને હરઘડી પલ છે.
વિચારો પ્યારા બંધુઓ, કલિ આજે હલાહલ છે,
ડુબેના નૈયા સાચવજો, ભવસિન્ધુ વિષમ જલ છે;
ગીતાના ગાન ગાવાથી, જ "દેવેન્દ્ર" મહા ફલ છે
ચહો આધાર તરવાને, તો શ્રી કૃષ્ણ નામ કેવલ છે.

ગુજરાતી કોપીરાઈટ સંગ્રહ

# શ્રી કૃષ્ણ કીર્તન.

## ભાગ ૩ જો.

### श्री सरस्वति स्तवन ।



રાગ...હમીર કલ્યાણ...ત્રીતાલ.

(૧)

જયતિ શારદે, સુખદાયી શરન,
વંદન હો વિનયસે વિમલ ચરન....જયતિ૦

અંતરા.

રત્ન જડિત શીર મુકુટ વિરાજે,
ઝલકે કનક કુંડલ દોઉ શ્રવન....જયતિ૦
કરધર વાદ્ય વિણા, વર દાયિની,
મયૂર વાહિની સ્વરૂપ મન હરન....જયતિ૦
સૂરનર નીશીદિન ધ્યાવત તવપદ,
'દેવેન્દ્ર' આનંદ ઉર સતત કર સ્તવન...જયતિ૦

## श्री मारुति स्तवन ।



રાગ...કેદાર...ત્રીતાલ.

(૨)

જય હો, પવન તનય બજરંગ,
વંદન કરે સહ હૃદય ઉમંગ....જય૦

અંતરા.

પ્યારે રઘુવીર, કાજ સઁવારે,
ન્યારે હય તુંજ રંગ ઢંગ....જય૦
અસુરનકે સંહાર કીયે સબ,
કરકે મહાબલી બલસે જંગ....જય૦
દાસ ભક્તિ કછુ ઐસી કીયા,
"દેવેન્દ્ર" દેખ દુનીયા હુઇ દંગ....જય૦

(૩)

રાગ...કલ્યાણ ધુન.

જય રાધેકીશ્ન, ગોવંર્ધનધારી,
વલ્લભ વિઠ્ઠલ, કુંજ બિહારી..........જય૦
દેવકી નંદન મદન મુરારી, ગોકુલમાં આયો બહુ ચારી,

ભક્તનકી કીધી રખવારી, નાથ ગતિ ત્હારી છે ન્યારી.
—જય૦

કોમળ કરમાં બન્સી ધારી, ધારી અધર મધુરી લલકારી,
બનમાલા કૌસ્તુભ ઉર ધારી, પહેર્યું પીતાંબર શોભા ભારી.
—જય૦

ચરણે ઝાંઝારની ઝનકારી, વાગે મધુર લાગે અતિ પ્યારી,
શરણ રહો મતિ મંદ છે મ્હારી, 'દેવેન્દ્ર' હો ચરણે બલિહારી.
—જય૦

( ૪ )

ભજન.....ધુન.

વ્હાલા પ્રેમથી સહુ બોલો, રાધેશ્યામ રાધેશ્યામ,
કેશવ કીર્તનમાં સહુ ડોલો, રાધેશ્યામ રાધેશ્યામ....વ્હાલા.

નાવલડી ત્હારી પુરાની, ડોલતી ભવસાગરે,
(ત્હેને) પાર ઉતારે રામ, રાધેશ્યામ રાધેશ્યામ....વ્હાલા.

સગા સંબંધી માને મ્હારા, પણ પ્યારા નહિ થાય ત્હારા,
(વ્હાલા) અંતે આવે કામ, રાધેશ્યામ રાધેશ્યામ...વ્હાલા.

મીઠા સુખડાં આપે દુઃખડાં, ભવ ભયના એ કાપે,
(અમને) પ્યારૂં એનું નામ, રાધેશ્યામ રાધેશ્યામ....વ્હાલા.

જીવન આ સોંપો ભરોસે, "દેવેન્દ્ર" જગનાથને,
(અંતે) આપે ઉત્તમ ધામ, રાધેશ્યામ રાધેશ્યામ....વ્હાલા.

(૫)

## મીશ્ર ધુન.

ગીતાકા ઝંડા ભારતમે, ફરકાયા કીષ્ન મુરારીને,
યહ ધર્મ સનાતન કયાહય વહ, બતલાયા કીષ્ન
મુરારીને—ગીતાકા.

જબ પાર્થવીર રનમે આયા, માયાને કૈસા ભરમાયા,
સ્નેહીકો દેખ મન મોહ પાયા, સમઝાયા કીષ્ન મુરારીને–ગીતાકા.

ગીરીવર જીસ્ને કર ધાર લીયા, બન સારથી યહાં
સબ કાજ કીયા,
હય મિત્ર ધર્મ કયા ? દુનીયાકો, શીખલાયા કીષ્ન
મુરારીને....ગીતાકા.

પ્રભુને માયાબલ દુર કીયા, અર્જુનને ગીતામૃત પાન પીયા,
વૈરાટ સ્વરૂપકા દર્શ દીયા, શીર નાયા કીષ્ન મુરારીને—ગીતાકા.

ઉપદેશ સુધાકી ધાર હય વહ, પ્રેમીકા બેડા પાર હય યહ,
સબ બેદ શાસ્ત્રકા સાર હય યહ, વહ ગાયા કીષ્ન મુરારીને.
—ગીતાકા.

"દેવેન્દ્ર" સદા યહ દિલમે ચહે, ઘરઘરમે ગીતાગાન રહે,
સબજન મુખસે ઘનશ્યામ કહે, બિજરાયા કીષ્ન મુરારીને.
—ગીતાકા.

(૬)

(વ્હાલા ભાવથી ભજો—એ રાગ.)

ભજો રામ, આવે કામ, એ છેલ્લી ઘડી રે,
સાચું ધામ, સાચું નામ, એ છેલ્લી ઘડી રે.—ભજો.
મોઘી મનુષ્ય જન્મ રૂપી, તક સાંપડી રે,
તોએ કરવા કલ્યાણ. ગમ ના પડી રે.—ભજો.
સળગી રહ્યા આ સંસારમાં સડી સડી રે,
ત્યાં તો સ્વારી યમદુતની આવી ચડી રે.—ભજો.
થયો પસ્તાવો અંતે બહુ કડી કડી રે,
જાવું પડશે એકેલા શું, રડી રડી રે.—ભજો.
પસ્તાવું ન પડે વાત, એ હ્રદય જડી રે,
ક્ષમા માગો "દેવેન્દ્ર" ચરણે પડી રે.—ભજો.

(૭)

ભજન—દાદરા.

શ્રી રામ તણા નામનું રટણ કદી ભૂલો નહિ,
છે સત્ય સાર એજ સંસારમાં ભુલો નહિ.—શ્રી રામ.
ન રાખ આ નરદેહનો, પળવારનો વિશ્વાસ તું,
છે આજ, કાલ તે નથી, મદ મોહમાં ફુલો નહિ.—શ્રી રામ.
અનેક જન્મ ભૂલમાં ને ભૂલતાં વીતી ગયા,
ન જાય વ્યર્થ જન્મ જાણી ફંદમાં ફુલો નહિ.—શ્રી રામ.
"દેવેન્દ્ર" ભવ મુક્ત થાવા, નર તન સાધન છે,
તો લેશો ધ્યાને એટલું કાં સાગરે ઝુલો નહિ.—શ્રી રામ.

## (૮)

### પહાડી—લાવણી.

મુખસે બોલોને રાધેશ્યામકી તુમ બાની,
કરલો ભજન ભક્તિ ભાવસે તુમ પ્રાની—મુખસે.
નામ નીકલે તેરા મુખસે, બચ જાઉં મૈ ઘોર દુઃખસે,
પતિતોકો પાવન કરેનેવાલા મોહન દાની—મુખસે.
જલ જાયેંગે પાપ મનકા, દૂર કરેગા તાપ તનકા,
જનમ મરનકો મીટાવે, આની જાની—મુખસે.
જન્મ યહ જાયગા, ફીર અવસર નાહિ પાયગા,
"દેવેન્દ્ર" મીલા હય, પુન્યસેહી જીંદગાની—મુખસે.

## (૯)

### ભજન—કહેરવા.

મને આટલું તો આપજે છેલ્લી ઘડી રે,
બધા બંધનોને કાપજે, છેલ્લી ઘડી રે—મને.
છબી ત્હારી હૃદયે, ભાવજે છેલ્લી ઘડી રે,
પાવન કરતો મને, આવજે છેલ્લી ઘડી રે—મને.
નયનો ઝાંખી ત્હારી, ચહે છેલ્લી ઘડી રે,
પ્રભુ ધ્યાન હૃદયમાં, રહે છેલ્લી ઘડી રે—મને.
જપું હું રામ નામ ખાસ, છેલ્લી ઘડી રે,
ગીતા શાસ્ત્ર હો મુજ, પાસ છેલ્લી ઘડી રે—મન.
દેજે દરશને હે નાથ છેલ્લી ઘડી રે,
"દેવેન્દ્ર" લાજ તુંજ હાથ છેલ્લી ઘડી રે—મન.

## (૧૦)

### રાગઃ—પહાડી—લાવણી.

નૈયા જવા દે, ધીરે ધીરે ધીરે,
હાંકી જવું હોડી સામે કીનારે—નૈયા.
વિષમ છે ભવસાગરના વારી,
વમળ ખડકના છે ભય ભારી;
સોંપો જીવન આ પ્રભુના આધારે—નૈયા.
જૂની હજારો વર્ષની નૈયા,
ડગમગ ડોલે, વિણ ખેવૈયા;
કુંવર કન્હૈયા એ પાર ઉતારે—નૈયા.
છે વિશ્વાસ હૃદયમાં મ્હારા,
મ્હારો ગણી તું તારીશ પ્યારા;
શરણ "દેવેન્દ્ર" છે ત્હારે દ્વારે—નૈયા.

## (૧૧)

### ભજન—કહેરવા.

નીશદીન રસના હરિનામ ચહો, શ્રી રામ કહો ઘનશ્યામ કહો,
હરિકીર્તનમેં કછુ દામ ન હો, શ્રી રામ કહો ઘનશ્યામ કહો.
—નીશદીન.

હો તે યુગ યુગ અવતાર યહી, દીન દુઃખીયોકા આધાર યહી,
હય નીરાકાર સાકાર યહી, શ્રી રામ કહો ઘનશ્યામ કહો.
—નીશદીન.

કહી ભક્તિ બીના ઉદ્ધાર નહિ, યે જગમે હય કછુ સાર નહિ,
કીર્તન બીન બેડા પાર નહિ, શ્રી રામ કહો ઘનશ્યામ કહો.
—નીશદીન.

હરિરસ અમૃતકા પાન કરો, શ્રદ્ધાસે મીલે કુછ દાન કરો,
પ્રભુ નામ પે તન કુરબાન કરો, શ્રી રામ કહો ઘનશ્યામ કહો.
—નીશદીન.

સ્નેહે શ્રીવરકા શરન ગ્રહો, ઉસ ચરનમે મેરા ધ્યાન રહો,
"દેવેન્દ્ર" નયનસે આંસુ બહો, શ્રી રામ કહો ઘનશ્યામ કહો.
—નીશદીન.

## (૧૨)

## ભજન—લાવણી.

કૉલ જે દીધા અમોને, આજ શું ભૂલી ગયા,
પ્રીતી હજારો વર્ષની, આજ શું ભૂલી ગયા;
છોડી ગોકુલના કીનારા, મોહન મથુરામાં જી આવ્યા,
કુબજા કેરી એ પ્રીતડીમાં, આપ શું ડુલી ગયા.—કૉલ.
ભક્ત સંકટ જાણીને, પગપાળા ત્યાં દોડી જતાં,
પણ, રાજ્ય મળતા દ્વારીકાનું આપ શું પુલી ગયા.—કૉણ.
આવોઆવો કહીએ પ્યારા, જાપ જપીએ છે તમારા,
ભૂલ્યા હશો કદી આપ અમને, અમે નથી ભૂલી ગયા.—કૉલ.
દુર્દશા છે તુંજ વિના, "દેવેન્દ્ર" ભારત માતની,
કે ત્હારા બાળકો દુઃખ સાગરે ઝુલી ગયા.—કૉલ.

## (૧૩)

### ભજન—કહેરવા.

મુક્તિ જીવનની થઈ જાય, પ્રભુનું નામ પ્યારૂં છે,
જેથી જનમ મરણુ ટળી જાય, એનું કામ ન્યારૂં છે.
—મુક્તિ.

ત્યાગી શું સંતાપ તનના, દૂર કરી વિચાર મનના,
રાખીને સદ્‌ભાવ, હરિ કીર્તનમાં જાવું છે.
—મુક્તિ.

સોંપી શું જગનાથને, આ જીવનનો બોજો બધો,
મસ્ત બની ભગવાન, ત્હારૂં ગાન ગાવું છે.
—મુક્તિ.

ભટકયા બહુ સંસારમાં, પણ સાર નહિ કાંઇ જોયો,
ત્યાગીને "દેવેન્દ્ર" ત્હારૂં શરણું સ્હાવું છે.
—મુક્તિ.

## (૧૪)

### મીશ્ર ગારા—કહેરવા.

બંસી બજાના, કાન્હા, આના, મેરે દિલકો લુભાના.
નાહિ બતાના, કાન્હા, બ્હાના, મેરે દિલકો લુભાના;
પુકારતી હય ગૈયા, કહા હય નંદલાલા,
ચરાતે થે બ્રિજમે, જો બનકર ગોપાલા;
લેકે સંગ ગ્વાલ બાલ સૈયા, વોહી ગૈયા ચરાના—બંસી.

તુમને કહા થા, મૈ ભારતમે આયેગે,
દરસન કો દેકે, હાં પ્યાસ બુઝાયેગે.
દીયા થા કૉલ નંદલાલા, મત ઉસકો ભૂલાના—બંસી.

અકેલા ન આના, પ્યારી રાધેકો લાના,
બંસીમે સૂનાના, મધુર સૂર ગાના.
મ્હાના "દેવેન્દ્ર" મોહન દાના, બન દિલસે દિવાના—બંસી.

(૧૫)

નવધા ભક્તિ.

પ્યારા કૃષ્ણચંદ્રને, ઘડીએ નવ વિસારીએ રે,
ભાવે ભક્તિ કરતાં, મનમાં મદ નવ ધારીએ રે—પ્યારા.

પ્રથમ શ્રવણ ભક્તિ કરો, ધરી હૃદયમાં ધ્યાન,
બીજી ભક્તિ કીર્તન તણી, ગાવો હરિ ગુણગાન;
માન તજીને કીર્તન કરતાં નવ વિચારીએ રે—પ્યારા.
ત્રીજી સ્મરણ ભક્તિ કરી, જપીએ પાવન જાપ,
ચોથી સેવા ભક્તિથી, જાયે તનના તાપ;
છે જગબાપ શીરે પછી હિંમત નવ કાંઇ હારીએ રે—પ્યારા.

પાંચે પ્રેમે પૂજન કરો, ધારી હૃદયે પ્રીત,
છઠ્ઠું વંદન વ્હાલથી, ચરણે કરીએ નીત;
રીત એ રાખો તો જીત મળશે, મનને ઠારીએ રે—પ્યારા.

સાતમી ભક્તિ દાસત્વની, જેથી રીઝે જગરાજ,

આઠમી ભક્તિ સખાભાવની, પૂર્ણ કરે સહુ કાજ;
હાથ ધરીને લાજ વધારે જીવન વારીએ રે—પ્યારા.
નવમી ભક્તિ આત્મસમર્પણ, તન મન ધન ચરણે ધરો,
નવમાંથી એક ભક્તિ આદરી, આત્માનું કલ્યાણ કરો;
બાણ ભરો ભક્તિનું ક્રોધને મારીએ રે—પ્યારા.
નવધા ભક્તિ પ્રેમથી, જો કોઇ નીશદીન ગાય,
અંતરમાં વિશ્વાસ હોય તો, 'દેવેન્દ્ર' વૈકુંઠ જાય;
કેશવ નામ આધારે નાવને પાર ઉતારીએ રે—પ્યારા.

(૧૬)
ભજન—(પ્રેમ મૂર્તી કૃષ્ણની)

શ્રી કૃષ્ણના દર્શન વિના, દર્શન બીજા કરવા નથી,
છે હૃદયમાં ભાવ ભક્તિના, બીજા ભરવા નથી—કૃષ્ણ૦
આ સાચું કે આ સાચું, એ ભ્રમમાં હું ભટકયો બહુ,
ત્હારા જપુ છું જાપ, બીજા જાપ કાંઇ જપવા નથી—કૃષ્ણ૦
મસ્ત ત્હારી ભક્તિમા, તન ભાન હું ભૂલી ગયો,
છોને જગત નાદાન કે, તેની મને પરવા નથી—કૃષ્ણ૦
ત્હારા સમો જગતાત છોડી, શરણ કો'ના જાઉં હું,
"દેવેન્દ્ર" ત્હારૂં, ધ્યાન બીજા ધ્યાન કાંઇ ધરવા નથી—કૃષ્ણ૦

(૧૭)
ભજન—લાવણી.

કન્હૈયા મધુ બનમે બન્સી બજાયેંગે,
એકબાર ગોકુલમે રાસ રચાયેંગે,

ગ્વાલ બાલનકો સંગહી લેકર,
ગોપાલ બિદ્રાબન ગૈયા ચરાયેંગે....કનૈયા.
વૃક્ષ કદંબપે બૈઠ બિહારી,
સબ ગોપીનકા ચીર ચુરાયેંગે,
રાસ રચાકે યમુના ત્રટપે,
ગ્વાલ ગોપીનકો નાચ નચાયેંગે....કનૈયા.
બનકર ચોર વો બાંકે બિહારી,
મહી માખનકો રોજ લૂટાયેંગે,
"દેવેન્દ્ર" હ્રય અભિલાષ યહીજો,
ભારતવાસીકો દર્શ દીખાયેંગે...કનૈયા.

(૧૮)

ભજન—દાદરા.

છે નયન એજ નાથના, દરસન સદા કરે;
છે શીશ એજ શ્યામને, વંદન સદા કરે....છે નયન.
છે ચામ વૃથા મુખમાં, નીંદા કરે જો કોની,
છે રસના એજ રામનું, રટણ સદા કરે....છે નયન.
હાથની શોભા નથી કાંઇ, રત્ન પહોંચી પહેરે,
છે હાથ એજ શ્રી હરિ, પૂજન સદા કરે....છે નયન.
સમજો શ્રવણ છે નકામા; વાણી ખોટી સાંભળે,
છે કાન એજ ધ્યાનથી, શ્રવણ કથા કરે....છે નયન.
જન્મ વૃથા ના વિતાવો. "બંધનથી મુકત છે,
"દેવેન્દ્ર" ભકિત ભાવથી, ભજન સદા કરે....છે નયન.

## (૧૯)

## ભૈરવી—ધુન.

વ્હાલો નંદલાલ મ્હારો પ્યારો કન્હૈયો,
સંગ ગ્વાલબાલ મ્હારો ન્યારો કન્હૈયો....વ્હાલો૦
મુરલી બજાવી મ્હારૂં મન હરિ લીધું,
લાગ્યો જેથી પ્યારો બંસીવારો કન્હૈયો....વ્હાલો૦
મોહ્યું મારૂં મનડુ શું જાદુ કર્યું છે,
દીસે અતિ પ્યારો કામણગારો કન્હૈયો....વ્હાલો૦
"દેવેન્દ્ર" તન ધન અર્પો ચરણમાં,
કરશે પાવન કદી કારો કન્હૈયો....વ્હાલો૦

## (૨૦)

## ભજન.

રહતા હય સદા વોહી, કીષ્ન કુંવર મેરે દિલમે,
યાદ ભી ઉસકી હમેશા, રહતે હય મેરે દિલમે....રહતા.
નંદજી કે પ્રાણ પીયારે, યશોદા નયન કે તારે,
વો મતવારે આસન લગાકે, બૈઠે હય મેરે દિલમે....રહતા.
રહતે હય બાંકે બિહારી, ગોકુલમે કભી મથુરામે કભી,
છોડકે સબ જગહ બંસી, બજાતે હય મેરે દિલમે....રહતા.
જો જ્ઞાન દીયા આપને, રણક્ષેત્રમે અર્જુનકો,
'દેવેન્દ્ર' વો પાવન ગીતાકા, જ્ઞાન હય મેરે દિલમે....રહતા.

(૨૧)

## ભજન.

સોપ્યું જીવન પ્રભુ ત્હારા ચરણમાં,
લેજે ઉગારી પ્રભુ ત્હારા શરણમાં—સોપ્યું.
ગમતી નથી જરી જૂઠી પંચાતો,
લાગ્યો આનંદ મ્હને ત્હારા કીર્તનમાં.—સોપ્યું.
નયનથી અન્ય ના જોવું ગમે છે,
થાયે છે વ્હાલ મ્હને ત્હારા દર્શનમાં.—સોપ્યું.
હૃદયથી ચાહું સદા એ અમારી,
પ્રીતી રહે ગીરીરાજ ચરણમાં.—સોપ્યું.
જ્ઞાન ધ્યાન ત્હારૂં અંતરમાં,
"દેવેન્દ્ર" દરસન હોજો મરણમાં.—સોપ્યું.

(૨૨)

## મીશ્ર ધુન.

મોહન મૂર્તિ મનને, લુભાવી રહી છે,
નથી ભાન તનને, ડુભાવી રહી છે.—મોહન.
હસીને પ્રતિમા શ્યામ, સુંદીર ત્હારી,
મધુર ધીમુ મુજને, હસાવી રહી છે.—મોહન.
થશે ક્યારે દર્શન, દયાળુ તમ્હારા,
એજ આશા અંતરને, સતાવી રહી છે.—મોહન

ધરે છે યુગેયુગ જન્મ, ભકત કાજે,
એ પ્રભુતા પ્રભુની, બતાવી રહી છે.—મોહન.
મધુર બંસી જાદુભરી, ત્હારા ચરણે,
દીન 'દેવેન્દ્ર' દીલને નમાવી રહી છે—મોહન.

(૨૩)

ભજન—પીલુ.

તુમ બીન મોરી ભવસાગરસે, કૌન ઉતારે નૈયા,
પ્રભુજી પાર ઉતારે નૈયા.—તુમ બીન.
ડગમગ ડોલત નૈયા પુરાની,
મે હું એક અબલ અજ્ઞાની;
પાર કરો મનમોહન દાની,
બનકે ખુદહી ખેવૈયા—તુમ બીન.
મૈ અનાથ તુમ નાથ હો પ્યારે,
ભકતનકે તુમ હો રખવારે;
"દેવેન્દ્ર" આયે શરન તિહારે,
કરના પાર કન્હૈયા—તુમ બીન.

(૨૪)

ગઝલ-લાવણી.

પ્રભુજી હૃદયમાં મ્હારા, ધ્યાન ત્હારૂં સદા રહે છે,
બની દાસ દીન ત્હારો, ચરણો સદા ગ્રહે છે—પ્રભુજી૦
જોવા ગમે ના જુઠા, દુનીયાના રંગ રાગો,
છબી ત્હારી જોવા માટે, નયનો સદા ચહે છે—પ્રભુજી૦

દીનબન્ધુ નાથ ત્હારા, કીર્તન સુણીને પ્યારા,
ઉભરાય ભાવ દિલમાં, પ્રેમ આંસુ સદા વહે છે—પ્રભુજી૦
પરિપ્રદ્ધ છો પુરા પણ, નીજ ભક્ત કાજ કરવા,
નીર્ગુણ છતાં સગુણ છો, વેદ શાસ્ત્રો બધા કહે છે—પ્રભુજી૦
કરે કેશવ કસોટી પણ, દર્શનની આશા માટે,
'દેવેન્દ્ર" ભકત ત્હારા, સંકટ સદા સહે છે—પ્રભુજી૦

(૧૫)

(શેર)...ગઝલ...બલ્વા.

ધન્ય છે અવતાર જન્મી, જેણે સદ્કર્મ કીધા છે.
દુઃખીત જનના દુઃખો ટાળી, ને આશીર્વાદ લીધા છે,
સદા નીજ હાથથી પ્રેમે, ગરીબને દાન દીધા છે,
બનીને મસ્ત કીર્તનમાં, હરિરસ પાન પીધા છે.
તજી અભિમાન આ તનનું, કરો કલ્યાણ જીવનનું,
હજી સમજી જાને મનનું, કરો કલ્યાણ જીવનનું—તજી૦
નથી કાંઇ કામ ભૂવનનું, નથી કાંઇ કામ ત્યાં વનનું,
ન એમાં કામ છે ધનનું, ફકત છે કામ કીર્તનનું—તજી૦
કરો કાંઇ કાર્ય સેવનનું, છે જેમાં હિત જગજગનું,
જીવન છે સમજો આ ક્ષણનું, કહેણુ માનો 'દેવેન્દ્ર' દીનનું—તજી.
હૃદયમાં ભાવના હોજો, પ્રભુ મુજ પ્રાણ પ્યારો છે,
નથી આધાર જે કો'નો, તેજ આધાર મ્હારો છે.
કૃપા એની તું મેળવજે, જગતથી જેહ ન્યારો છે,
સમજજે સંસાર સાગરથીજ, બેડો પાર ત્હારો છે.

(૨૬)

## શેર-ગઝલ-લાવણી.

એક દીન જરૂર જાયેગી, યે જોશે જવાની તેરી જાનકર,
જાનતે હય તો જાન જાનેસે પહિલે, જાગ કર જરા ધ્યાન કર;
જાનકે ન બન અજાન અબ, આખીર અંજામકાભી બીચાર કર,
જાન જાનમે જન જનમન બીતે, દેવેન્દ્ર બચન પર ખ્યાલ કર.
મસ્ત કયું હોતા હય આકર, દેખ દુનીયા દીલ દીવાના,
યા ખબર ઉસકો નહિ હય, રાહે વતનકો જાનાહી જાના-રાહે.
જન્મ ધરકે બાલાપન સબ, ગઁવાયે નાચ તમાશોમે,
જબ જવાંની આ ગઇ તો, મૌજમે હરદમ રહા મસ્તાના-રાહે.
જબ વો લેંગે જવાબ તુઝસે, કયા કીયા દુન્યામે જાકર,
જવાબ તેરા કયા હય? ઉસકા વોહી હૃદયમે બિચાર લાના-રાહે.
કુછ ન કુછ કરનાહી ચાહો, જન્મ સફલ કરનેકે લીયે,
"દેવેન્દ્ર" હરદમ હરિ ચરનમે, રહકે યશ ગુન ગાન ગાના-રાહે.

(૨૭)

## ભજન.

દીધો છે જન્મ પણ જન્મી, સાર્થક શું કર્યું સંસારમાં,
મોહી રહ્યો છે ફકત તું તો, ધન ને સુંદર નારમાં.
અમર નથી આ જીવન પણ, ચાલ્યું જશે પળવારમાં,
પુછશે? પ્રભુ તો જવાબ, શું દઇશ તું દરબારમાં.
જગત કીરતારને જે જન, ખરા હૃદયેથી ચ્હાયે છે,
તો જગત કીરતાર પણ તેને, ખરા હૃદયેથી ચ્હાયે છે-જગત૦

કીધા છે કાજ ભક્તોના, પુરાવા છે પુરાણોમાં,
ભજે જે ભાવ ભક્તિથી, તે સ્હાયે તેજ થાયે છે—જગત૦
ભલે દુશ્મન હજારો હો, ઝઝુમતા ભક્તને શીર પર,
નથી ડર કોઇને ત્હેને, જેને જગનાથ સ્હાયે છે—જગત૦
બને સ્વામી મટી સેવક, પ્રભુની છે પ્રભુતાએ,
સદા 'દેવેન્દ્ર' રહી શરણે, ત્હારા ગુણગાન ગાયે છે—જગત૦

વિતાવા વય વિલાસોમાં, ન તે આ જન્મ લીધો છે,
પ્રભુએ શું કાજ આ જગમાં, મનુષ્ય અવતાર દીધો છે.
ન તેનો દીલમાં કદીએ તે, જરી વિચાર કીધો છે,
(પણ) હરિકીર્તન એ ભવસાગર, તરવાનો માર્ગ સીધો છે.

(૨૮)

ગઝલ.

નથી કાંઇ કામ કાયરનું, ભક્તિ શૂરવીર આદરશે,
અને સર્વસ્વ તન મન ધન, હરિના હાથમાં ધરશે.
જગત કીરતાર ભક્તોની, કસોટી આકરી કરશે,
જો એમાં દ્રઢ સદા રહેશે, એજ આ સંસરથી તરશે.

જગમાં માનવ ફના થવાના, સ્મરણો રહી જવાના,
કીર્તી તણા મીનારા, યુગ યુગ અમર થવાના...માનવ૦
સદાનીજ આત્મના ભોગે, નીવાર્યા દુઃખ દીનોના,
તો એ મરતા છતાં હજારો, ના હૈયે વસી જવાના...માનવ૦
જેવી કરે જે કરણી ફળ તેના તેવા મળે છે,
કોઇ અધવચ ડુબી જવાના, કોઇ સાગર તરી જવાના...માનવ૦

સારા અગર બુરા, બે, "દેવેન્દ્ર" પંથ જગના,
કોઈ નામ પર સૌ થુંકે; તો કો'ના પૂજન થવાના...માનવ૦

(૨૯)

કલ્યાણ—ગત.

નટવર બ્રિજધર, મુરલી અધર ધર, ક્રીષ્ન ચંદ્રકી જય,
જય જય ક્રીષ્ન ચંદ્રકી, જય જય ક્રીષ્ન ચંદ્રકી જય.

નાગર નટવર નાચત, પગનૂ નૂપૂપ બાજત,
છુમ છુમ છનનનનનનન.
વિવિધ અંગરંગ તાલ, સંગ સહુ સંગીત ગાજત,
પગનૂ નૂપૂર બાજત છુમ છુમ છનનનનનનન.
ગત નઈ નઈ નીત રીત, પ્રીત રણકે ઘુઘરૂં,
પગનૂ નૂપૂર બાજત છુમ છુમ છનનનનનનન.
"દેવેન્દ્ર" ગરજત મૃદંગ, ધીતીટ ધીતીટ ધ્વની ગાજે,
પગનૂ નૂપૂર બાજત છુમ છુમ છનનનનનનન—નાચત.

નાચત હે કૃષ્ણ થૈયા, કે થૈયા હૈયા,
સંગ લીયે ગ્વાલ લૈયા, કે થૈયા હૈયા.—નાચત૦
માથે મુકુટ ધર મુરલી, અધર ધર,
પગ નૂપૂર બાજે થૈયા, કે થૈયા હૈયા.—નાચત૦
યમુના તીરે, નીર્મળ નીરે,
રાસ રચાવે નંદ છૈયા, કે થૈયા હૈયા.—નાચત૦
રાધા નાચે, ગોપી નાચે,
નાચ નચાવે "કન્હૈયા," કે થૈયા હૈયા.—નાચત૦

(૩૦)

## ભૈરવી ભજન.

કહે છે શ્રીકૃષ્ણ ગીતામાં, સદા હું કૉલ આપું છું,
ભજે છે ભક્ત મુજને તો, ભક્તના હું જાપ જાપું છું;
વચન તેનું ગણી મ્હારૂં, કદી ના હું ઉથાપું છું,
અને અંતે આપી સુખધામ, ત્રિવિધના તાપ કાપું છું.

ભક્તને ભગવંતના ભેદો, જગતમાં કોઈ ના જાણે,
બને છે એક બેના પણ, જગત જન એ શું પીછાણે.—ભક્ત૦
ભજે છે ભક્ત ભગવંતને, ભજે ભગવંત ભક્તોને,
ગહન એ બેઉની લીલા, લીલા કરનાર એ જાણે,—ભક્ત૦
બને સ્વામી મટી સેવક, થાયે કદી શેઠ વાણોતર,
કરે રંગત અનોખી શું, કોઈ એ પ્રેમી હૃદય જાણે—ભક્ત૦
અધૂરા, પ્રેમ રસની એ, મઝા "દેવેન્દ્ર" શું માણે,
બનેલા ઘેલા એ જાણે, અગર ભક્ત ભગવંત પીછાણે.—ભક્ત૦

(૩૧)

## ગઝલ—કહેરવા.

અરે ઓ અંધ અભિમાની, બની શાને ફુલાયે છે,
વિલાસો વૈભવો મ્હારા, ન એને કામ આવે છે;
પ્રભુજી ચ્હાય છે તેને જે, સદકર્મ રૂપી બીજ વાવે છે,
ભલા ભક્તાધીન ભૂધરને, હૃદયના ભાવ ભાવે છે

જગત કીરતારની પાસે, બધાના માન સરખા છે,
નથી કોઇ ઉંચ કે નીચા, બધા સંતાન સરખા છે.—જગત.
નથી વૈભવ વધુ જોતો, નથી લક્ષ્મી ઉપર મ્હોતો,
હૃદયના ભાવને જોતો, ગરીબ, ધનવાન સરખા છે.—જગત.

રહે અભિમાનથી ગાજી, બની પંડીત અગર કાજી,
પ્રભુ છે પ્રેમથી રાજી, અભણ, વિદ્વાન સરખા છે.—જગત.

નથી લક્ષ્મી પ્રભુ મુજ પાસ, ફક્ત એક નામ ત્હારૂં છે,
ગરીબ ઘર છે અમારૂં પણ, દિલાવર દિલ મ્હારૂં છે;
નથી સાધન પૂજનનું કાંઇ, જીવન "દેવેન્દ્ર" ન્યારૂં છે,
બધી જંજાળથી અમને, પ્રભુનું નામ પ્યારૂં છે.

(૩૨)

## ભૈરવી.

મસ્ત મુસાફીર સમજ દિલમે, હય દુનીયા બાઝાર મુસાફીર ખાના,
ઉસ્મે આકર ફસાયા, હરગીઝ, ખાના ઔર પાના, ગાના બજાના;
ફરના ફીરાના, રહા મસ્તીમે મસ્તાના.—મસ્ત.
આફીલ બેહોંશ હોં રહા હય, કુછ લેકે ન આયા આકે, ન
કમાયા, લાયા થા, વો ભી ગુમાયા, કાહે પરવાના, નીકાલે બહાના.—મસ્ત.
જહાંસે તુમ આયા વહાં એક દીન, જરૂર જાના હી જાના ફીર,
ન આના, અબ દિવાના એ મત, ભૂલ જાના, ન સમાના;
સાથમે, ઔર કુછ ન રહેનાકા ઠીકાના—મસ્ત.
એક ચીત્તસે પ્રભુકા ન્હાના, હર નામસે દીલકો લગાના,
ન શરમાના, પડે ન પસ્તાના! સીફ વોહી સાથમે આના;
માને ન કાહે ગુમાના, કહત "દેવેન્દ્ર" દીવાના.—મસ્ત.

---

## તૃતિય ભાગ સંપૂર્ણ.

તા. ક.—દરેક ભાઇઓ બ્હેનો આ ભજનો નીત્ય નીયમ ગણી સવારમાં ગાશો તો અંતે ઇશ્વર ધામે સુખે વિરામશો.

બહાર પડે છે!                                    ટુંક સમયમાં!!

વૈષ્ણવ જનતાને અનેરો આનંદ આપનાર

# વિજય વચનામૃત અને શ્રી કૃષ્ણ કીર્તન.

(ભાગ પહેલો)                    (ભાગ ચોથો)

શ્રી કૃષ્ણ કીર્તન ભાગ-૧-૨ અને ૩-ત્રીજાના ભજનો દરરોજ અમારા હરિ કીર્તનમાં નીત્ય નીયમ તરીકે ગવડાવવામાં આવે છે. તો દરેક ભાઈઓ અને બ્હેનોએ આ પુસ્તિકા પાસે રાખવી.

**☞ અમારા તરફથી બહાર પડેલાં બીજાં પુસ્તકો. ☜**

| | કીંમત | પ્રત | | કીંમત | પ્રત |
|---|---|---|---|---|---|
| ભક્તિચંદ્ર | ૧-૪-૦ | ૧૦૦૦, | મધુરાષ્ટક | ૦-૦-૬ | ૧૦.૦ |
| સતિ નર્મદા | ૦-૨-૦ | ૧૦૦૦, | કૃષ્ણાષ્ટક | ૦-૦-૩ | ૧૦૦૦ |
| સુબોધબિન્દુ | ૦-૧-૦ | ૧૦૦૦, | શ્રી કૃષ્ણ કીર્તન | ૦-૧-૦ | ૪૦૦૦ |
| શ્રી કૃષ્ણ કીર્તન ભા. ૨ | ૦-૧- | ૧૦૦૦. | શ્રી ભ. ગીતા અ. ૧૨, ૧૫ | ૦-૦-૬ | ૨૦૦૦ |

આ દરેક પુસ્તકો અમદાવાદથી અગર જ્યાં અમારો મુકામ હશે, ત્યાંથી મળી શકશે.

સરનામું:—

હરિદાસ મહારાજ
શ્રી વિજયશંકર પ્રાણજીવન
દ્વીવેદી.
અમદાવાદ.

મેનેજર:—
કીર્તન કાર્યાલય,
ઠે. રાયપુર કાચવાડો,
અમદાવાદ.

"જૈન વિજય" પ્રીં. પ્રેસમાં, મુળચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું—સુરત.